

# અંગુઠિયાભાઈ



લેખક
ચન્દ્રશંકર



પ્રકાશક
ચરોતર એજ્યુકેશન સોસાયટી
આણંદ

એક આના બાલસાહિત્યમાળા—૧

# અંગુઠિયાભાઇ

લેખક

ચન્દ્રશંકર



પ્રકાશક

ચરોતર એજ્યુકેશન સોસાયટી

આણંદ

# એક બોલ

બાલોચિત કલ્પનાસૃષ્ટિમાંથી અવતરેલી 'Tom thumb'ની ચોપડી જોઇ. ને એને આપણી બાલસૃષ્ટિમાં ઉતારવાની ઇચ્છા થઇ.

મૂળવસ્તુ સાચવી ઇતિહાસ અને બીજી કારીગરીનો આપણો ઓપ ચઢાવીને એ અહીં રજુ કરી છે.

'બાલમિત્ર' કાર્યાલય } ચ. મ.
તા. ૧૦ : ૩ : '૨૮

—— x ——

# અનુક્રમણિકા


| પ્રકરણ | * | પૃષ્ઠ |
|---|---|---|
| ૧. | અંગુઠિયાભાઇ | ૧ |
| ૨. | અંગુઠિયાભાઇ ખોવાયા! | ૩ |
| ૩. | વાડામાં | ૬ |
| ૪. | ખેતરમાં | ૮ |
| ૫. | કાગડાના પંજામાં | ૧૦ |
| ૬. | વીર વિક્રમના દરબારમાં | ૧૫ |
| ૭. | ભારતના મેદાનમાં | ૧૭ |
| ૮. | પરીઓના દેશમાં | ૨૧ |
| ૯. | અંગુઠિયાભાઇ સેનાપતિ | ૨૬ |
| ૧૦. | છેલ્લું પરાક્રમ | ૩૨ |




## પ્રકરણ ૧ લું

### અંગુઠિયાભાઈ

કણબી ને કણબણ હતાં. ખેતીવાડી કરતાં હતાં. વીર વિક્રમના રાજ્યમાં રહેતાં'તાં.

એકવાર એમને ત્યાં કોઈ બાવાજી આવ્યા.

કણબીકણબણ ખૂબ રાજી થયાં. સેવાચાકરી કરવા લાગ્યાં.

બાવાજી પ્રસન્ન થયા, "માગો, માગો, માગો એ આપું"

કણબણે એક દીકરો માગ્યો, "બાપજી,

ગમે તો નાનકડો આપજો. એક અંગુઠા જેવડો હશે તોય આંખ ઠરશે."

આશીર્વાદ દઈને બાવાજી વદાય થયા.

× + ×

બાવાજીના આશીર્વાદ ફળ્યા ને કણબીને ત્યાં દીકરો આવ્યો. બરાબર અંગુઠા જેવડો. જરાય નાનો-મોટો નહિ. રૂપાળો ને ચકોર. ફોઈએ એનું નામ પાડયું, 'અંગુઠિયાભાઇ.' અંગુઠા જેવડા જ હતા ને?

કણબીકણબણનો હરખ તો કયાંય માય નહિ.

રમતાંજમતાં અંગુઠિયાભાઇ છ વર્ષના થયા. ભાઈબંધી બાંધીને રમતા થયા.

અંગુઠિયાભાઈ હતા તો નાનકડા; પણ ભારે અટકચાળા, ભારે ઉસ્તાદ. ભાઇને લખોટીએ રમવાનો શોખ ભારે.

રમતાં રમતાં અંગુઠિયાની કેટલીય લખોટીઓ ખોવાઈ જાય; પણ એ એની કાળજી ન કરે, ખૂટે ત્યારે હળવેક રહીને ભાઈ બઢી પાસે જાય ને અંદરથી લખોટીઓ ઉપાડે! ચોરીસ્તો! કોઇના

પકડયા પકડાય નહિ.

પણ એમ કાંઈ બધા દિવસ ચાલે? ચોરી તે કેટલા દિવસ નભે? એક વાર ભાઈ પકડાઈ ગયા!

બધાએ મળી એમને જરા ખોખરા કર્યાં! ડાહ્યાડમરા બની અંગુઠિયાભાઈ પાછા મા પાસે પહોંચી ગયા.

*　　　*　　　*

## પ્રકરણ ૨ જું

### અંગુઠિયાભાઇ ખોવાયા!

ઘરમાંય અંગુઠિયાભાઈ જંપીને બેસી ન રહે. અહીંથી તહીં ને તહીંથી અહીં.

એકવાર કણબણે પુડા કરવા માંડયા. એક વાસણમાં ખીરૂ પલાળ્યું.

ફરતા ફરતા અંગુઠિયાભાઈ રસોડામાં આવ્યા.

બાએ એક પાટલો આપ્યો; પણ અંગુઠિયાભાઈ ત્યાંય ઝંપે એવા નહિ. બા જરાક કામે ગઇ ત્યાં તો ભાઈ ચડપ લઇને ઉઠયા ને ઉંચા થઈને

ખીરાના વાસણ ને વળગ્યા. એ કહે, "આમાં શું હશે? મારે જોવું પડશે."

એક વાટકી ઉંધી પાડીને ભાઇ વાસણ ઉપર ચઢવા ગયા. ચડયા તો ખરા પણ....પણ પગ લપસ્યો ને તે ખીરાની અંદર! આખે શરીરે ખીરૂં ખીરૂં! નાકમાંય ખીરૂં ને મોઢામાંય ખીરૂં! બોલાએય શી રીતે? બૂમેય કેવી રીતે પાડે? ભાઈ તો અંદર ઉંચાનીચા થવા મંડયા.

કણબણ પાછી આવી. એણે જાણ્યું ખીરામાં ઉંદરસુંદર પડયો લાગે છે! "હાય, હાય, આજ અંગુઠિયો પુડા વિના રહેશે."

કણબણે ખીરાનું વાસણ બહાર કાઢી નાખ્યું, ને એ રોટલા ઘડવા બેઠી.

ઉતાવળમાં એ અંગુઠિયાની વાતજ ભૂલી ગઈ!

એક ઘરડી ડોશી કણબીના ઘર પાસે થઈને જતી'તી. એણે પેલું વાસણ જોયું, અંદર ખીરૂં જોયું. ખીરૂં લઈને ડોશી આગળ ચાલી.

ડોશી જાણે ઠીક થયું, આજ ખીરૂં મળ્યું

છે તે પુડા કરીશું, નાહીશું, ધોઈશું ને પુડા........

પણ ત્યાં તો ખીરાના વાસણમાં અંગુઠિયાભાઈ આમ આમ હાલવા લાગ્યા!

ડોશી તો ગભરાઈ ગઈ! ઓ બાપરે! આ તો વાશી ખીરૂં લાગે છે! અંદર કાંક પડયું હશે!

ડોશીએ તો ખીરૂં ફેંકી દીધું.

વાસણ ફુટી ગયું ને અંદરથી અંગુઠિયાભાઈ બહાર નીકળ્યા. ભાઈનું આખું શરીર ખીરાથી ખરડાઈ ગએલું. મોઢામાંય ખીરૂં ને આંખોમાંય ખીરૂં. પુરું ભાળીએય ન શકાય!

અથડાતાકુટાતા અંગુઠિયાભાઈ ઘેર પહોંચ્યા, બાનો તો જીવ ઉડી ગયો'તો. એ કહે, "અંગુઠિયાભાઈ ગયા કયાં? કયાંક ખોવાઈ ગયા? કોઇ ઉપાડી ગયું? થયું શું?"

ત્યાં તો દડુક દડુક દોડતા ભાઇ પહોંચ્યા, "બા....ઓ....બા...."

માએ દોડીને અંગુઠિયાભાઈને ઉંચકી લીધા ને નવરાવીધોવરાવીને સાફ કર્યા. તે દિવસથી

કણબણે અંગુઠિયાભાઇની બહુ કાળજી લેવા માંડી.

*　*　*

## પ્રકરણ ૩ જું

### વાડામાં

ખેડુતના ઘર પાછળ મોટો વાડો હતો. વાડામાં જાર વાવી'તી.

બીજે દિવસે કણબણ વહેલી ઉઠી. અંગુઠિયાભાઇ જાગીને રમતા'તા.

ગાય દોહવાની વેળા થઈ. એક હાથમાં તાંબડી ને બીજે હાથે અંગુઠિયાભાઈને તેડીને કણબણ વાડામાં આવી.

પણ અંગુઠિયાભાઈને બેસાડવા ક્યાં? પવનેય ખૂબ છુટયો'તો. ભાઈ ક્યાંક ઉડી જાય તો?

છેવટ જારના એક સાંઠા પાસે અંગુઠિયાભાઈને બેસાડયા ને કહ્યું, "પવન ખૂબ આવે તો આ સાંઠાને વળગી પડજે."

અંગુઠિયો કહે, "અરે હા! હા! પવન તે વળી શું કરતો'તો?"

ખેડુતાણી ગાય દોહવા બેઠી.

પવન વધ્યો ને અંગુઠિયાભાઈ ગભરાયા! હવે શું કરવું? એ તો સાંઠાને વળગી પડયા; પણ એટલામાં ભોગજોગે એક ભેંસ ચરતી ચરતી ત્યાં આવી.

ભેંસે પેલો સાંઠો દીઠો. મોઢું ઉંચું કરતેકને એણે સાંઠો ઉપાડયો.

સાથે અંગુઠિયાભાઈએય ઉપડાયા!

માથું ઝુકાવતી ઝુકાવતી ભેંસ સાંઠો ચાવવા મંડી. એમ કરતાં અંગુઠિયાભાઇ ગયા મોંમાં!

ભેંસને શું? એ તો આગળ ચાલવા મંડી.

એટલામાં ગાય દોહીને કણબણ ત્યાં આવી. એણે બૂમ પાડી, "અંગુઠિયા! ઓ....અંગુઠિયા!"

પણ કોણ બોલે?

ભેંસના મોંમાં અંગુઠિયાભાઇએ બૂમ સાંભળી ખરી; પણ ભાઈથી બૂમ કેવી રીતે પડાય? ને સાંભળેય કોણ?

કણુબણ ગભરાઈ ગઈ, "હાય હાય, અંગુઠિયો ક્યાં?" એણે તો આમતેમ બધે ખોળ કરી; પણ ક્યાંય અંગુઠિયાભાઈ ન મળ્યા. બૂમો સાંભળીને કણુબીય દોડી આવ્યો. બન્નેએ મળીને ઘણી તપાસ કરી પણ અંગુઠિયાભાઇ ક્યાંથી જડે?

પણ એટલામાં અંગુઠિયાભાઈએ એક પરાક્રમ કર્યું! એમણે તો ધીરે ધીરે ઉભા થઇને ભેંસના મોંમાં કૂદવા માંડયું: આમ આમ!

ભેંસને થયું હશે કે કંઈક જીવડું છે. એણે મોઢું પહોળું કર્યું ત્યાં તો કૂદકો મારીને અંગુઠિયાભાઈ બહાર નીકળ્યા ને દોડતા દોડતા બા પાસે પહોંચ્યા.

કણુબીકણુબણ ખૂબ રાજી થયાં.

*        *        *

## પ્રકરણ ૪ થું

### ખેતરમાં

બીજે દિવસે કણુબી ખેતરમાં જવા તૈયાર થયો. એ કહે, "આજ તો અંગુઠિયાને મારી સાથે લઈ જાઉં?"

અંગુઠિયાભાઈએ ય બહુ રાજી થયા.

કણબીએ હળ જોતર્યું ને અંગુઠિયાભાઇને તુંગા ઉપર બેસાર્યા.

ઉંચાં ઉંચાં ઝાડ ને લાંબાં પહોળાં ખેતરો જોઈને અંગુઠિયાભાઈ કાંઈ રાજી થયા!

× + ×

અંગુઠિયાભાઈને શેઢા ઉપર બેસાડી કણબીએ ખેડવા માંડયું. નાના નાના ચાસમાં અંગુઠિયાભાઈ આમતેમ ફરવા લાગ્યા.

પણ ફરતાં ફરતાં એક ઉંડો ચાસ આવ્યો ને અંગુઠિયાભાઈ એમાં ગબડી પડયા! ભાઇ ઘણીય મહેનત કરે પણ બહાર નીકળાય નહિ.

સાંઝ પડવા આવી, હળ લઈને કણબી ઘર તરફ ચાલ્યો. ઉતાવળમાં એ અંગુઠિયાભાઈની વાત જ ભૂલી ગયો.

માંડ માંડ અંગુઠિયાભાઈ ચાસમાંથી બહાર નીકળ્યા. બે પગે ઉંચા થઈને જુએ ત્યાં તો આઘે આઘે હળ જતું'તું! એ કહે, "હવે શું

કરવું?" એમણે તો બૂમો પાડવા માંડી: "એ બાપા, ઉભા રહો, એ બાપા, મને તેડતા જાવ."

પણ કોણ સાંભળે! કણબીભાઈ તો ગીત લલકારતા'તા!

છેવટ અંગુઠિયાભાઈ બૂમો પાડી પાડીને થાકયા. જેમતેમ કરીને એ દોડવા લાગ્યા; પણ એ તે કેટલુંક દોડે? કેટલાક ચાસ વટાવે?

પણ....પણ....અરે આ શું? સર્ર્ર્ સટ્!

અંગુઠિયાભાઈ કયાં?

પેલો કાગડો શું લઈ ગયો? અંગુઠિયાભાઇને?

અરે રામ!

*　　*　　*

## પ્રકરણ ૫ મું

### કાગડાના પંજામાં, રાક્ષસના મોંમાં ને માછલીના પેટમાં!

'કૅા' 'કૅા'

"કાગડાભાઈ, કયાં જાવ છો? તમારો માળો

તો પાછળ રહ્યો."

"કૉ કૉ. સમળીબ્હેન, આજ તો જઉં છું ભાઇબંધને મળવા. પેલા મહેલમાં રહે છે એને."

"હં? ને આ શું લઈ જાવ છો?"

"છે કંઈક. ભાઈબંધને ભેટ આપવી પડશેને? કંઈક જીવડું લાગે છે."

કાગડાભાઈ ઉડયા. પગમાં અંગુઠિયાભાઈને પકડેલા: બરાબર આમ કરીને. અંગુઠિયાભાઈ બિચારા બેબાકળા બની ગયા'તા; પણ કરે શું?

ઉંચાં ઉંચાં ઝાડની ટોચો ઉપર થઈને કાગડાભાઈ ઉડયા....ઉડયા....ઉડયા.

દરિયાને કાંઠે મોટો મહેલ હતો. કોઈ રાક્ષસનો. મહેલની છેક ટોચે એક માળો હતો ને એમાં કાગડાનો ભાઇબંધ રહેતો'તો. એ ય કાગડોસ્તોને!

પણ ભાઈબંધ અભિમાની બહુ. એમને મન કે જબરો જોરાવર રાક્ષસ ને એનાથી ય ઉંચે રહેનાર હું! હું ય કેવો જબરો!

બન્ને ભાઈબંધ હળ્યામળ્યા. પણ આવનાર કાગડાના પગ જરાક ઢીલા થયા ત્યાં તો ધબ લઇને અંગુઠિયાભાઈ પડયા નીચે.

વાતોમાં કાગડાભાઈ એની વાત ભૂલી ગયા!

રાક્ષસ જબરો જોધ હતો. રોજ ખાધા પછી એ ઘડીબેઘડી સુધી બાગમાં આમતેમ ફરતો હતો.

અંગુઠિયાભાઇ બરાબર રાક્ષસના પગ પાસે પડયા.

રાક્ષસ ઘરડો થયો'તો. આંખે બરાબર દેખાતું નહિ. એણે નીચા નમીને હળવેથી અંગુઠિયાભાઇને પકડયા.

કયાં રાક્ષસી હાથ ને કયાં અંગુઠિયાભાઇ!

"અરે! આ તો દવાની ગોળી લાગે! અહીં કયાંથી ગબડી પડી?"

રાક્ષસે અંગુઠિયાભાઇને દવાની ગોળી ધાર્યા! એણે તો મોઢું પહોળું કર્યું ને અંગુઠિયાભાઇને અન્દર મૂકયા.

અંગુઠિયાભાઈએ જાણ્યું ભોગ મળ્યા. આ તો 'ઓલામાંથી ચુલામાં' પડયા!

પણ એમ કાંઇ અંગુઠિયાભાઈ હારી જાય એવા નહોતા. એ તો રાક્ષસના મોંમાં કૂદવા મંડયા: આમ આમ!

રાક્ષસ કહે, "છટ્, છટ્, આવી ગોળી તે કોણ ગળે? ચાલ, દરિયાકાંઠે એને કાઢી નાખું ને મોઢું સાફ કરી આવું."

દરિયાકાંઠે જઈને રાક્ષસે મોઢું પહોળું કર્યું. અંગુઠિયાભાઇ કૂદતેકને પડયા પાણીમાં. આમ આમ હાથ કરીને તરવા લાગ્યા.

મોં ધોઈને રાક્ષસ તો ચાલ્યો ગયો. તરતા તરતા અંગુઠિયાભાઈ થોડેક પહોંચ્યા. પણ ભાઇ થાકયા: હાથપગ જરા ઢીલા પડયા. એટલામાં એક માછલીએ એમને દીઠા. ઉછળતેકને માછલી અંગુ-ઠિયાભાઈને ગળી ગઈ!

ભાઈ પાછા અન્ધારામાં પડયા. થાક લાગેલો એટલે કૂદેય કેટલું! છેવટ હારીથાકીને એ તો નિરાંતે અન્દર બેઠા. કહે, "જે થાય એ ખરી."

× + ×

આખી રાત અંગુઠિયાભાઈ માછલીના પેટમાં

નિરાંતે ઉંઘ્યા. જરા જરા ભૂખ તો લાગેલી; પણ શું ખાય?

સવાર પડ્યું ને વીર વિક્રમનો એક નોકર ના'વા આવ્યો.

ના'તાં ના'તાં એણે પેલી માછલી દીઠી: રૂપાળી ને મોટી! એ કહે, "અરે! આવડી મોટી માછલી! આ તો રાજા વિક્રમના હોજમાં શોભે!"

માછલી લઈને નોકર રાજમહેલમાં આવ્યો.

પણ ત્યાં તો એણે માછલીના પેટમાં કંઈક હાલતું દીઠું! એને થયું, શું હશે એ? માછલીનું મોં પહોળું કરીને નોકરે જોયું તો અન્દર અંગુઠિયાભાઈ કૂદે: આમ આમ!

નોકર કહે, "આ તો નવી નવાઈ!"

એણે હળવે રહીને અંગુઠિયાભાઈનો એક કાન પકડયો ને એમને બહાર ખેંચી કાઢયા.

બધાય નોકર નવાઈ પામ્યા: "અરે! આ તો નવી નવાઈ!"

રાજા વિક્રમને કાને વાત પહોંચી. એમણે હુકમ કર્યો: "એને અહીં લઈ આવો."

નોકરચાકરે અંગુઠિયાભાઈને નવરાવ્યાધોવરાવ્યા ને સારાં સારાં કપડાં પહેરાવ્યાં: નાનો સરખો પાયજામો, ધોળું દૂધ જેવું અંગરખું, નાનકડો ફેંટો ને રૂપાળા જોડા.

અંગુઠિયાભાઈ કહે, "પણ તરવાર ક્યાં છે? દરબારમાં કાંઈ એમને એમ જવાશે?"

નોકરોએ એક નાની સરખી તરવાર આપી. અંગુઠિયાભાઈએ એને કેડે લટકાવી દીધી.

કહે, "હવે ચાલો."

* * *

## પ્રકરણ ૬ ઠું

### વીર વિક્રમના દરબારમાં

બત્રીશ પુતળીના ઉંચા આસન ઉપર રાજા વિક્રમ બેઠા હતા. પાસે મોટા મોટા મન્ત્રીઓ, સેનાપતિઓ ને શેઠશાહુકારો બેઠા હતા.

હળવે હળવે અંગુઠિયાભાઈ દરબારનાં પગથિયાં ચઢયા ને પાસે આવી એમણે રાજાજીને નમન કર્યું.

રાજા ખડખડ હસી પડયા.

સભા આખી હસી પડી.

અંગુઠિયાભાઈ તો ખીજાયા! મોટેથી એ કહે, "હવે જે હસશે એનાં નાકકાન કાપી લઈશ. આ રહી તરવાર!"

રાજાજી ચૂપ થઈ ગયા. દરબારીઓ પણ ચૂપ બેસી ગયા. આખી સભા ચૂપચાપ.

રાજાજીએ વાત પૂછી ને અંગુઠિયાભાઈએ બધી વાત કહી.

રાજા કહે, "અંગુઠિયાભાઈ, તમે મારા દરબારમાં રહો. મોં માગ્યો દરમાયો આપીશ."

અંગુઠિયાભાઈ કહે, "હાં, ઠીક છે. પણ સેનાપતિ બનાવો તો. તો રહું; નહિ તો બીજે જોઉં."

વીર વિક્રમ કહે, "પણ કંઈક પરાક્રમ કરી

આવો તો તમને સેનાપતિ બનાવીએ. સેનાપતિ કાંઈ અમથું બનાય છે? હમણાં તો તમને મારા અંગ-રક્ષક બનાવીશ."

તે દિવસથી અંગુઠિયાભાઈ રાજમહેલમાં રહેવા લાગ્યા.

*　　*　　*

## પ્રકરણ ૭ મું

### શરતના મેદાનમાં

ચોમાસાના દિવસ હતા. રાજા વિક્રમ ઘોડે બેસી ફરવા નીકળ્યા હતા. પાછળ અંગરક્ષક અંગુ-ઠિયાભાઈનો ઘોડો હતો!

થોડેક ગયા ત્યાં વાદળાં ઘેરાયાં, સબાક સબાક વિજળીઓ થઈ ને મે' ટૂટી પડયો.

વિક્રમ રાજા કહે, "આ અંગુઠિયો કયાંક તણાઇ જશે!"

રાજાએ હળવેક રહી ભાઇને ઉંચકી લીધા ને ડગલાના અન્દરના ગજવામાં સંતાડી દીધા.

હસતા હસતા રાજા રાજમહેલમાં આવ્યા.

એક દિવસ રાણીએ અંગુઠિયાભાઇને પૂછ્યું, "અંગુઠિયાભાઈ! તમારે માબાપ છે કે? ને એય તમારા જેવડાં છે?"

અંગુઠિયાભાઇ કહે, "ના રે! એ તો કેટલાં ય મોટાં છે: તમારા જેવડાં!"

રાજારાણીએ ગરીબ કણબીકણબણની વાત સાંભળી. અંગુઠિયાભાઈએ અત્યાર સુધી પૂરી વાત નહિ કરેલી.

રાજા કહે, "ત્યારે એકવાર એમને મળી તો આવો. જાવ, દરબારી ખજાનામાંથી ઉપાડી જવાય એટલી સોનામહોરો તમારે લઈ જવાની."

દરબારી ખજાનામાં સોનામહોરોના ઢગલા પડયા હતા. પણ અંગુઠિયાભાઈ કેટલુંક ઉપાડે? માંડમાંડ બે સોનામહોરો લીધી ને ભાઈ ઉપડયા માબાપને મળવા.

વચ્ચે થાક ખાતા ખાતા અંગુઠિયાભાઈ ચાલ્યા જાય છે.

બે દિવસ ને બે રાતો પછી ભાઇ ઘેર આવી પહોંચ્યા.

કણબીકણબણ કાંઈ રાજી થયાં!

માબાપની રજા લઈને અંગુઠિયાભાઈ દરબારમાં જવા તૈયાર થયા.

માએ એક યુક્તિ કરી: કાગળની એક નાનકડી છત્રી કરી આપી ને અંગુઠિયાભાઈના હાથમાં એનો ડાંડો આપ્યો. પછી જોરથી ફૂંક મારી: ફું....ફું.... પવનેય છૂટયો'તો એટલે ભાઈ ઉડયા ખર્‌ર્‌ર્. ભગવાનનું કરવું તે અંગુઠિયાભાઈ એક ઘડીમાં ઉજ્જૈની નગરી પાસે આવી પહોંચ્યા.

છત્રી છોડી દીધી એટલે ભાઈ નીચે પડયા. બરાબર શરતના મેદાન ઉપર. તે દિવસે શરત થતી'તી. સારૂં દોડનાર—કુદનારને રાણીજી ઈનામો આપતાં હતાં.

અંગુઠિયાભાઈ કહે, "હું ય શરતમાં ઉતરૂં."

પહેલી દોડવાની શરત હતી, પવનવેગી દોડનારા તૈયાર થયા. અંગુઠિયાભાઈએ ય તૈયાર થયા. બધા મશ્કરી કરે: "વખતે આ અંગુઠિયાભાઇ વહેલા આવશે!"

રાજારાણી કહે, "અલ્યા, રહેવા દે."

પણ અંગુઠિયાભાઇ તો તૈયાર થયા. પાયજામો સરખો કર્યો ને ફેંટો ફારે મૂકયો.

એક, બે ને ત્રણ.

ધબ....ધબ....ધબ....દોડનારાઓએ દોટ મૂકી. પાછળ અંગુઠિયાભાઈએય ઉપડયા.

બધા કહે, "બિચારો થાકી જશે."

ત્રણ કુંડાળાં ફરવાની શરત હતી. બે કુંડાળાં પૂરાં થયાં. અંગુઠિયાભાઈ કયાં? એ....પણે ધીરે ધીરે દોડે! કેટલાય પાછળ પડી ગયા છે!

ત્રીજું કુંડાળું શરુ થયું.

અંગુઠિયાભાઈ કયાં? એ....દોડે. પેલા આવે!

અરે! પણ એ તો ઉપડયા! આ આવ્યા!!

અંગુઠિયાભાઇ કાંઈ હારે ખરા? એ તો ઉપડયા: સર્‌ર્‌ર્‌ર્.

જોનાર બધા અંજાઈ ગયા. રાજા વિક્રમેય અંજાઈ ગયા!

"અરે! આ તો અંગુઠિયાભાઈ ખરેખરા દોડે

છે! એ.... એકને વટાવ્યો. એ....બીજાને."

એક જ જણ આગળ હતો. વળી અંગુઠિયાભાઈએ ઝપટ મારી: એ.... એક ઠેકડો ને સૌને મોખરે!

જોનાર બધા રાજી રાજી થઈ ગયા. અંગુઠિયા-ભાઇ પહેલે આવ્યા. શરત જીત્યા ને રાજાજીને પગે પડયા.

રાજાજી કહે, "શાબાશ, અંગુઠિયાભાઇ, શાબાશ."

પછી તો અંગુઠિયાભાઇ સીધું દોડવાની ને કૂદવાની ને તરવાની શરતો રમ્યા ને ઘણી ઘણી ભેટો મેળવી.

રાજાજીએ એમને એક ગામ આપ્યું.

સૌ કહે, "શાબાશ, અંગુઠિયાભાઈ, શાબાશ."

*  *  *

## પ્રકરણ ૮ મું

### પરીઓના દેશમાં

પણ શરતમાં ખૂબ મહેનત કરવાથી અંગુઠિયા-ભાઈ માંદા પડયા: સળેખમ થયું ને ઝીણો તાવ આવવા માંડયો.

રાજારાણીને ચિંતા થવા માંડી. રૈયત આખી દિલગીર થઈ ગઈ.

પરીઓની રાણીએ એ વાત સાભળી. છ ઉંદરની સોનેરી ગાડીમાં બેસી પરીરાણી અંગુઠિયાભાઈ પાસે આવી.

અંગુઠિયાભાઈને લઈને પરી દેશમાં પાછી વળી.

પરી કહે, "અંગુઠિયાભાઈ, સારૂં થાય ત્યાં સુધી અહીં રહેજો. આ ચોકખાં હવાપાણી તમને માફક આવશે."

અંગુઠિયાભાઈ ત્યાં રહ્યા.

સુન્દર પરીઓનો દેશ: સુગંધી ફૂલછોડ ને મીઠાં ફળફૂલ. જામફળી ને દાડમડી. ગુલાબ ને મોગરો. જાતજાતનાં ને ભાતભાતનાં ફળફૂલ. રંગબેરંગી પતંગિયાંનો તો સુમાર નહિ. અંગુઠિયાભાઇ તો એમની સાથે આખો દિવસ રમે ને મઝા કરે.

એમ કરતાં અંગુઠિયાભાઈ સાજા થયા. એ કહે, "હવે રાજાજી પાસે જવું જોઈએ."

પરીઓને અંગુઠિયાભાઈનો સાથ છોડવો ગમતો

નહોતો પણ શું કરે?

પરીરાણીએ પવનને હૂકમ કર્યો. ફરરરર ફુ અને સરરર્ સુ કરતો પવન આવ્યો. પરી કહે, "જાવ, અંગુઠિયાભાઈને વીર વિક્રમના મહેલમાં મૂકી આવો. જોજો, જરાય વાર ન કરતા."

પવને તો અંગુઠિયાભાઈને ઉપાડયા.

પવનને કાંઈ વાર લાગે? વીર વિક્રમનો મહેલ આંખ મિંચતામાં આવી પહોંચ્યો ને એક બારી વાટે અંગુઠિયાભાઇને મહેલમાં આણ્યા.

પણ ભોગ લાગ્યા તે એક અકસ્માત નડયો!

નોકર સોનાના વાટકામાં દૂધ લઇ જતો'તો. રાજા વિક્રમને પીવા માટે.

અંગુઠિયાભાઈ તો ઓચિંતા વાટકા સાથે અફ-ળાયા! વાટકો પડી ગયો, દૂધ ઢોળાઈ ગયું ને અંગુઠિયાભાઈને થોડા છાંટા ઉડયા!

નોકર તો ગુસ્સે થઈ ગયો. એણે વિક્રમ રાજા-ને ફરિયાદ કરી, "રાજાજી, રાજાજી, અંગુઠિયાભાઈએ અડવીતરાઈ કરીને દૂધ ઢોળાવી નંખાવ્યું."

કહ્યું છે ને કે, 'રાજા, વાજા ને વાંદરાં.' રાજાએ તો ન પૂછ્યું કે ન ગાછ્યું, ગુસ્સામાં ને ગુસ્સામાં હૂકમ કર્યો, "જાવ, અંગુઠિયાભાઈને હમણાં ને હમણાં કેદમાં નાખો."

અંગુઠિયાભાઈ કેદમાં પડયા.

ન્યાયાધિશે ન્યાય કર્યો: "અંગુઠિયાભાઈએ અટકચાળાં કરતાં રાજાજીનું દૂધ ઢોળાવ્યું, તેથી અવળી ઘાણીએ પીલી એમનું તેલ કાઢવામાં આવશે."

સૌને ઘણુંય રડવું આવે પણ શું કરે? રાજાજીનો હૂકમ છે ને!

અંગુઠિયાભાઈ કહે, "હવે શું કરવું? આ કચેરી બરખાસ્ત થશે એટલે અવળી ઘાણીએ પીલી આપણું તેલ કાઢશે! હવે?"

કચેરી આખી વિચાર કરતી'તી. અંગુઠિયાભાઈએ આમ તેમ જોયું. એ કહે, "કંઈક યુક્તિ કરવી પડશે, નહિ તો માર્યા જઈશું."

પાસે એક ભરવાડ ઊભો'તો. કચેરી જોવા

આવેલો. ભગવાનનું કરવું તે ભરવાડને એક બગાસું આવ્યું. અંગુઠિયાભાઈ કહે, "હં, ઠીક લાગ આવ્યો છે?"

ફૂદતેકને અંગુઠિયાભાઈ ભરવાડના મોંમાં પેસી ગયા ને અન્દર નિરાંતે બેઠા.

ભરવાડે કચેરી જોઈ લીધી એટલે ડાંગ ખભે મૂકીને એ ઘેર જવા નીકળ્યો. અન્દર અંગુઠિયાભાઈ નિરાંતે બેઠેલા.

પણ કચેરીમાં ખોળંખોળા ચાલી. ન્યાયાધીશ કહે, "અંગુઠિયાભાઇ કયાં?"

સૌ અંગુઠિયાભાઈને ખોળે: હમણાં હતા ને એટલામાં કયાં જાય?

જાજમ નીચે, ગાદીતકીઆ નીચે, બધે જોયું; પણ કયાંય અંગુઠિયાભાઈ ન મળ્યા!

કચેરી બરખાસ્ત થઈ તોય કોઈને અંગુઠિયાભાઇ ન જડયા!

*   *   *

## પ્રકરણ ૯ મું

### અંગુઠિયાભાઇ સેનાપતિ!

ઉજ્જૈની નગરીની બહાર ભરવાડનો નેસડો હતો. ભરવાડ નેસડા પાસે પહોંચ્યો ત્યાં સુધી તો અંગુઠિયાભાઈ નિરાંતે બેઠેલા; પણ પછી ભાઈ અન્દર કુદવા મંડયાઃ આમ આમ!

ભરવાડ તો ગભરાયોઃ "ઓ બાપરે! પેટમાં કંઈક ભૂતબુત છે લાગે છે!"

અંગુઠિયાભાઈ એટલું કુદ્યા એટલું કુદ્યા કે ભરવાડ તો બૂમો પાડી પાડીને થાકી ગયોઃ "ઓ બાપરે, કોઈ બચાવો રે બચાવો."

ફરતા ફરતા એક વૈદરાજ આવી ચઢયા. એમનેય કંઈ ખબર ન પડી!

ઉજ્જૈની નગરીના દશ મોટા રાજવૈદ્યોને જાણ થઈ. સૌએ ભેળા મળીને જોયું: ભરવાડની નાડી તપાસી, મોં તપાસ્યું, જીભ તપાસી; પણ કાંઈ ખબર ન પડી! દવાઓ પાઈ તોય દુઃખ ઓછું ન થયું!

સૌ કહે, "હવે?"

એટલામાં ભરવાડને એક છીંક આવી. હા....છીં....

અંગુઠિયાભાઈ એટલીજ વાટ જોતા'તા ધબાક લઈને ધુબ્કો ને અંગુઠિયાભાઈ બહાર!

જોનાર બધા દિંગ થઈ ગયા: અરે! આ તો અંગુઠિયો!

પણ ભરવાડને તો એવી રીસ ચઢેલી: એણે તો ઝપટ મારીને અંગુઠિયાભાઈને પકડયા ને ફેંકયા દૂર નદીમાં.

નદીમાં પાણી તો માય નહિ. ધબ દઇને અંગુઠિયાભાઈ પડયા પાણીમાં. પણ એટલા પાણીમાં કાંઈ અંગુઠિયાભાઈ ડૂબી જાય? એ તો તરવા લાગ્યા: આમ આમ.

થોડેક ગયા એટલામાં ભાઈને એક માછલીએ દીઠા. હળવે રહીને માછલી એમને ગળી ગઈ! અંગુઠિયાભાઈ નિરાંતે અન્દર બેઠા.

× + ×

વીર વિક્રમનો નોકર ના'વા આવ્યા'તો. એણે

પેલી માછલી દીઠી. એ કહે, "અરે, વાહ! અહીં તો આવી જ માછલીઓ થાય છે કે શું? વળી આ બીજી?"

આમ કહીને એણે માછલીને પકડી. માછલી લઈને નોકર રાજમહેલમાં આવ્યો. મોં ઉઘડાવીને અન્દર જુએ ત્યાં તો અંગુઠિયાભાઈ!

રાજા વિક્રમને જાણ થઈ. અંગુઠિયાભાઈએ પેલા અકસ્માતની બધી વાત કહેવરાવી ને માફી માગી.

રાજાએ માફી આપી.

પછી તો રાજાજીએ અંગુઠિયાભાઇને નવાં કપડાં શીવડાવ્યાં, નવી ટોપી ને નવા જોડા આપ્યા ને એમને સેનાપતિ બનાવ્યા!

પરીઓની રાણીએ અંગુઠિયાભાઈ માટે એક સુન્દર ઉન્દર મોકલાવ્યો: સ્વારી માટે.

અંગુઠિયાભાઇને ઘોડે બેસવાનું નહોતું ગમતું. એ તો ઉન્દર જોઇને રાજી રાજી થઇ ગયા.

ને પછી જ્યારે જ્યારે રાજાજી શિકારે જાય, સાથે લાવલશ્કર ને સેનાપતિઓ જાય ત્યારે અંગુઠિયા-

ભાઈ એ ઉન્દર પર બેસીને સાથે ઉપડે.

ભલભલા પવનપંખાળા ઘોડાનેય ઉન્દરભાઈ પાછળ પાડી દે! એ તો સેનાપતિ અંગુઠિયાભાઈનો ઉન્દર!

(પણ એકવાર ગમ્મત થઇ.)

રાજાજી શિકારે જતા'તા. પાછળ સેનાપતિઓનાં ઘોડાં હતાં, સૌની પાછળ અંગુઠિયાભાઇનો ઉન્દર આવતો'તો. હજી ગામ હતું એટલે સૌ ધીરે ધીરે જતા હતા.

(ત્યાં એક ગમ્મત થઈ.) બારણા પાસે બીલ્લીબાઈ બેઠેલાં. એમણે આઘેથી ઉન્દરને દીઠો. બિલાડીબાઇ તૈયાર થઈ ગયાં.

જ્યાં અંગુઠિયાભાઇ પાસે આવ્યા ત્યાં ઝપટ મારીને બીલ્લીબાઈ ઉન્દરને પકડયો, સાથે અંગુઠિયાભાઇએય પકડાયા! ને બિલાડી પાસેના ઝાડ ઉપર ચઢી ગઈ.

બધા ગભરાઇ ગયા. "હવે? અંગુઠિયાભાઈ શે પાછા આવશે?"

પણ એમ કાંઈ અંગુઠિયાભાઈ ઉતરે એવા
ડાજ હતા! એ તો સેનાપતિ હતાને? ઝબ
.વાર ખેંચી ને ઝબ ધા કર્યો. બિલાડીએ બેયને
ડી દીધાં!

વિક્રમના એક સામન્તે ખોબો ધરી બેયને
 લી લીધાં.

શિકાર રમીને રાજાજી પાછા આવ્યા. અંગુઠિયા-
ઈના પરાક્રમની વાત સાંભળીને આખું શહેર રાજી
જી થઈ ગયું.

પરીઓની રાણીએ પણ વાત સાંભળી. એ
ોથી તેડવા આવી.

રાજાજીએ રજા આપી ને છ હરણની ગાડીમાં
ારી પરીરાણી. એમને પોતના દેશમાં લાવી.

× + ×

રમતાંજમતાં કેટલાય દિવસ નીકળી ગયા.

એક દિવસ અંગુઠિયાભાઈએ સાંભળ્યું, કે
ાજા વિક્રમ દેવલોક પામ્યા છે ને નવાં રાજા-
ણી રાજ કરે છે."

અંગુઠિયાભાઈ ખૂબ દિલગીર થઈ ગયા. એ કહે, "અરે! આ તો મારો માનવંતો સાથી મરી ગયો. હવે?"

નવાં રાજારાણીને મળવા અંગુઠિયાભાઈ પાછા ઉજ્જેનીમાં આવ્યા.

ઘરડા થયેલા વરાહમિહિરે નવાં રાજારાણીને અંગુઠિયાભાઈનું ઓળખાણ કરાવ્યું.

નવા રાજાજી રાજી થયા ને અંગુઠિયાભાઈને માટે એક નાની બેઠક તૈયાર કરાવી.

રાજાજી કહે, "હં, અંગુઠિયાભાઈ, તમારી આખી વાત તો અમને કહો: તમારાં બધાં પરાક્રમોની."

અંગુઠિયાભાઈ કહે, "હા જી."

ઉભા થઈને સૌ સાંભળે એમ અંગુઠિભાઈએ લલકાર્યું:

"મારૂં નામ અંગુઠિયાભાઇ,
વીર વિક્રમનો હું સિપાઈ.
રાક્ષસના મોંમાંથી ઉગર્યો,
મોટા મહાસાગરમાં તર્યો.

શરત જીત્યો ને લીધું ગામ,
અંગુઠિયાભાઇ મારૂં નામ.
મારૂં નામ અંગુઠિયાભાઈ,
વીર વિક્રમનો હું સિપાઈ."

સાંભળનાર બધા રાજી રાજી થઈ ગયા. કહે, "શાબાશ, અંગુઠિયાભાઈ, શાબાશ."

* * *

## પ્રકરણ ૧૦ મું
### છેલ્લું પરાક્રમ

પણ નવાં રાણીને અંગુઠિયાભાઈ ન ગમે! એ કહે, "આવો અંગુઠિયો તે કોને ગમે?"

રાણીએ દાસીને હુકમ કર્યો, "અંગુઠિયાને અહીં પકડી લાવજે."

અંગુઠિયાભાઈએ વાત જાણી. એ કહે, "ના રે! દાસીને હાથે તે કોણ પકડાય?"

એક પતંગીઉં ઉડતું'તું. અંગુઠિયાભાઈ ફૂદતેકને ચઢી બેઠા પતંગીઆની પીઠ ઉપર! પતંગીઉં ઉડવા માંડયું:

બારીએ ઉભાં ઉભાં રાણીજીએ પતંગીઉં દીઠું, ઉપર અંગુઠિયાભાઈને દીઠા. એ કહે, "લઇ આવો એને અહીં."

દાસી તો ઘણું દોડે, ઘણુંય કૂદે; પણ પતંગીઉં પકડાય નહિ. ને અંગુઠિયાભાઈ હાથ આવે નહિ.

પણ એમ કરતાં ભોગજોગે અંગુઠિયાભાઈ લપસ્યા ને તે ની....ચે.

માળી બાગને પાણી પાતો'તો. હાથમાં મોટી ઝારી હતી. અંગુઠિયાભાઈ પડયા ઝારીમાં!

દોડતી દોડતી દાસી આવી ને અંગુઠિયાભાઇને પકડી ગઈ.

દાસીએ અંગુઠિયાભાઈને એક ઉન્દરિયામાં પૂર્યા! રાણી કહે, "હં, ઠીક છે. એ તો એજ દાવનો છે."

પણ રાત પડી. 'મીઆંઉ' 'મીઆંઉ' કરતી એક બિલાડી આવી; બિલાડી અંગુઠિયાની ભાઈબંધ હતી. એણે ઉન્દરિયામાં જોયું. અન્દર અંગુઠિયાભાઈને દીઠા. બિલાડી તો ખીજાઇ: "સેનાપતિજીને અહીં પૂરનાર કોણ?"

અંગુઠિયાભાઈએ એને બધી વાત કરી.

બિલાડીને તો એવી રીસ ચઢી, એવી રીસ ચઢી કે એણે પંજાવતી સળિયા ખેંચવા માંડયા. આમથી ખેંચ્યા, તેમથી ખેંચ્યા, ઉપરથી ને નીચેથી પાટીઆં ખેંચ્યાં ને જગા કરી અંગુઠિયાભાઈને બહાર કાઢયા.

એટલામાં ફરતા ફરતા રાજાજી ત્યાં આવ્યા. બધી વાત સાંભળી એ રાણી ઉપર નારાજ થયા ને અંગુઠિયાભાઈને પોતાની સાથે લઇ ગયા.

× × ×

રાજાજી બેઠા હતા. પાસે રાણીજી ઉભાં'તાં. ત્યાં એક દાસી દોડતી દોડતી આવી: "મહારાજ, ભોગ મળ્યા. સેનાપતિજી મરાયા!"

રાજાએ બધી વાત પૂછી:

"સેનાપતિએ બાગમાં ફરતાં ફરતાં કરોળીઆ ઉપર ઘા કર્યો'તો. પણ કરોળીઓ તો ચટ દઈને તાંતણા ઉપર ચઢી ગયો ને તેથી તરવારનો ખાલી ઘા અંગુઠિયાભાઈના પગ ઉપર પડયો. બિચારા સેનાપતિજી મરી ગયા!"

રાજારાણી દોડતાંદોડતાં બાગમાં આવ્યાં. હજી અંગુઠિયાભાઈ કાંઈ મરી ગયા નહોતા! એક પગમાં ઘા પડયો'તો.

અંગુઠિયાભાઈએ ઘા ઉપર આમ કરીને અંગુઠો દબાવેલો. ઘામાંથી લોહી નીકળતું બન્ધ થાય એટલા માટે.

રાજાજીએ રાજવૈદ ધન્વંતરિને બોલાવ્યા ને દવા કરાવી.

૭ મહિને અંગુઠિયાભાઈને સારૂં થયું.

× × ×

હવે તો અંગુઠિયાભાઈ ખાય છે, પીએ છે, ને સેનાપતિનું કામ કરે છે.





# બા લ સા હિ ત્ય મા ળા

તારામંડળ ( બાલવાર્તાઓનો સંગ્રહ )

કુમાર વીરસેન (બીજી આવૃત્તિ) ચન્દ્રશંકર

ચાર બાલસંવાદો ચન્દ્રશંકર

બાલમિત્રની વાતો ભાગ પહેલો

લેખકો : ગિજુભાઇ અને ચન્દ્રશંકર

બાલકાવ્યો ભાગ પહેલો

સિંદબાદ શેઠ (છપાય છે) ચન્દ્રશંકર

લખો : (૧) વ્યવસ્થાપક : 'બાલમિત્ર'

ચ. એ. સોસાયટી, આણંદ

(૨) મન્ત્રી : પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

વડોદરા

